એક આના બાલસાહિત્યમાળા–૨

# કમળા અને બુલબુલ

લેખક

ગિજુભાઈ



પ્રકાશક

ચરોતર એજ્યુકેશન સોસાયટી

આણંદ

# નિવેદન

એક આના બાલસાહિત્યમાળાની પ્રવૃત્તિ શરુ કરવામાં આવે તો ઘણાં બાળકો એનો લાભ લઈ શકે એમ અમે વિચારતા હતા તેવામાં જ સોસાયટીની દા. ન. હાઈસ્કૂલમાં ભણેલા એક ભાઈએ રૂા. ૧૦૦ એવી શરતે ભેટ આપ્યા કે એમાંથી જરૂર જણાય તેટલી મદદ લઈને સસ્તી કીંમતે ચોપડીઓ પ્રકટ કરવી.

મદદનો સાભાર સ્વીકાર કરીને અમે આ પ્રવૃત્તિ શરુ કરી છે.

પહેલી ચોપડી 'અંગુઠિયાભાઈ'ની ૧૧૦૦ નકલ પહેલા જ અઠવાડિયામાં ખપી જતી જોઈ અમને આ પ્રવૃત્તિમાં સારી શ્રદ્ધા બેઠી છે.

માળાની બીજી ચોપડી તરીકે 'કિશોરકથાઓ'માં પ્રકટ થએલી શ્રી. ગિજુભાઈની એક વાર્તા શ્રી. રવિશંકર રાવળનાં ત્રણ ચિત્રો સાથે નવીન રીતે રજુ કરતાં અમને આનન્દ થાય છે.

ભવિષ્યમાં સારી સહાય મળતાં આ પ્રવૃત્તિને આગળ વધારવાની અમે ઇચ્છા રાખીએ છીએ.

'બાલમિત્ર' કાર્યાલય
આણંદ
તા. ૪ : ૪ : '૨૮

ચન્દ્રશંકર મ. ભટ્ટ
તન્ત્રી : 'બાલમિત્ર'



કમળા એકલી એકલી જંગલમાં ચાલી. [ પૃષ્ઠ ૮

# કમળા અને બુલબુલ

એક મોટું એવું જંગલ હતું. ઉંચો ઉંચો કિલ્લો હતો. કિલ્લામાં એક સુન્દર મહેલ હતો. મહેલમાં એક છોકરી રહે. એનું નામ હતું કમળા. કમળ જેવી જ એની રૂપાળી આંખો.

કમળાને ગાવાનું મન ઘણું થાય પણ ગાતાં ન આવડે. આકાશમાં ઉડવાનું તો એને બહુ જ ગમે પણ પાંખો વિના એ શી રીતે ઉડે?

રોજ સાંજે કમળા કિલ્લાની બારીએ બેસે ને બુલબુલની રાહ જુએ. ચાંદો ઉગે એટલે બુલબુલ આવે, કિલ્લાને કાંગરે બેસે ને ચાંદનીનું ગીત ગાય. કમળા એની સામે જોયા કરે ને એનું મીઠું મીઠું ગીત સાંભળ્યા જ કરે. સાંભળવામાં તો કમળા ખાવુંય ભૂલી જાય ને પીવુંય ભૂલી જાય. પણ પછી તો ઉંઘ આવે એટલે આંખનાં પોપચાં બીડાય ને કમળાને પથારીમાં જવું જ પડે.

કમળા રોજ બુલબુલનું ગીત સાંભળે ને લાંબા લાંબા ને ઉના ઉના નિસાસા મૂકે. મનમાં ને મનમાં તે કહે, " અરે ભગવાન, તેં મને બુલબુલ જેવું સુંદર ગાણું ગાતાં કેમ ન શીખવ્યું? તેં મને બુલબુલનાં પીછાં જેવાં સુન્દર પીછાં આપ્યાં હોત તો કેવું સારૂં થાત! હે પ્રભુ, તેં મને પાંખો આપી હોત તો કેવી મઝા આવત! હું તો દિવસ ને રાત આકાશમાં ઉડયા જ કરત! ઝાડ ઉપર બેસવા પણ ઉતરત નહિ."

પૂનમની રાત હતી. ચાંદનીનું ગીત ગાતું ગાતું બુલબુલ આવ્યું ને કમળાની પાસે જ બેઠું. એનું ગીત એવું તો મીઠું હતું કે બસ! પણ કમળાનું હૈયું તો બળવા લાગ્યું. તેણે એક લાંબો નિસાસો મૂકયો. બુલબુલે તે સાંભળ્યો. બુલબુલ વિચારમાં પડી ગયું. તેનું ગાણું બન્ધ થઈ ગયું. ધીરેથી તેણે કમળાને કહ્યું, "બ્હેન, આમ નિસાસા કેમ નાખો છો? આજ આમ બેચેન કેમ છો બા?" કમળા કહે, "બાપુ, મારૂં દુઃખ કહ્યું જાય એમ નથી. મારૂં દુઃખ કાંઈ જેવું તેવું નથી. મારા દુઃખ જેવું દુઃખ કોઈને નહિ હોય."

બુલબુલ કહે, "બાપુ, એવું તે દુઃખ કેવું છે? એકવાર તું મને કહે તો ખરી! હું તારૂં દુઃખ મટાડવા જરૂર મહેનત કરીશ."

કમળા કહે, "ભાઈ જોને, મને તારા જેવું ગાતાં નથી આવડતું. મારા ગળામાંથી એકેય ગીત નથી નીકળતું. આકાશમાં ઉડવાની મને ઘણીય હોંશ થાય છે પણ શું કરૂં કે મારે પાંખો નથી. આ હાથ ને પગ કરતાં પ્રભુએ મને પાંખો આપી હોત તો હું કેટલી બધી સુખી થઈ જાત! આ તારાં રંગબેરંગી ને સુન્દર પીંછાં મને બહુજ ગમે છે. આ મારા સોનેરી વાળના ગુચ્છા એની આગળ કશાયે હિસાબમાં નથી."

બુલબુલ કહે, "પણ બ્હેન, એમાં આટલી બધી દિલગીર શા માટે થાય છે? અમે પક્ષી એટલે અમારે તો પાંખ હોયજ ને? સુંદર પીંછાં તો અમારી શોભા છે. પરમેશ્વરે અમને પક્ષી બનાવીને આટલું એક મીઠું ગળું ન આપ્યું હોત તો અમારૂં દુઃખ કેટલું બધું વધી પડત તેનો ખ્યાલ તને ક્યાંથી આવે?"

કમળા કહે, "પણ ભાઈ, મને તો પક્ષી

થવું બહુ ગમે છે. મારે તો માણસનું શરીર નથી જોઈતું. જે શરીરથી ઉડાય નહિ, જે ગળામાંથી બુલબુલ જેવું ગીત ન નીકળે, ને જે શરીરે રંગબેરંગી પીંછાં ન હોય તે શરીર તે કોને ગમે?"

બુલબુલ કહે, "ત્યારે ખરેખર શું તારે પક્ષી થવું છે?"

કમળા કહે, "હા ભાઇ, ખરેખર એમજ છે. પંખી થાઉં તો ચાંદા ને સૂરજ સુધી ઉડી ઉડીને જાઉં. આખુ આકાશ તો આંખના પલકારામાં ફરી આવું. એકે એક તારાનું ઘર જોઈને પાછી વળું. મોટામાં મોટા પર્વતની ટોચે જઈને બેસું ને ત્યાંથી આખી ધરતીને નિહાળું. મોટી મોટી નદીઓ જમીન ઉપર દોડે ને હું એ પ્રાણીના પ્રવાહ સાથે હવામાં દોડું. માછલાં નદીમાં નાહ્યા કરે તો હું હવામાંજ નાહ્યા કરૂં, ને ગીતો ગાવાની તો વાતજ શી કરૂં! મારૂં ગળું દુઃખી જાય તો પણ ગાયાજ કરૂં. તું તો બાપુ રાતેજ ગાય છે પણ હું દિવસ ને રાત જંપીને બેસું નહિ. મારૂં દિલરૂબા તો વાગ્યાજ કરે. ચાંદનીનું ગીત આખી રાત ગાઉં. સૂરજના તેજનું ગીત લલકારૂં. વાદળાંનું અને પવનનું ગીત

ગાયા જ કરૂં. કોઈ કોઈ વાર તો રંગબેરંગી ફૂલોનાં ગીતો પણ ગાઉં, અને મારાં રંગબેરંગી પીંછાંનું હું શું કરૂં તે તને કહું ! મારા જેવાં પીંછાં વિનાનાં નાનાં નાનાં બાળકોના હાથમાં એક એક પીંછું મૂકી આવું ને તેમને રાજી રાજી કરી દઉં. બાપુ, કાંઈ રસ્તો હોય તો મહેરબાની કરીને બતાવને કે હું તારા જેવી જ બની જાઉં ?"

બુલબુલ કહે, "બ્હેન, ઠીક. ત્યારે જો તારે બુલબુલ થવું હોય તો હું કહું એમ કર. અહીંથી દૂર દૂર એક ટેકરી છે. એમાં એક ગુફા છે. એમાં એક ઘરડો જાદુગર રહે છે. એની પાસે જજે. એ ઘણો ભલો છે. એને છોકરાં ગમે છે. એને માણસ-માંથી પક્ષીઓ અને પક્ષીઓમાંથી માણસો બનાવતાં આવડે છે. જઈને પગે પડજે ને કહેજે કે, "બાવાજી, બાવાજી, મને બુલબુલ બનાવો. હું તમને જે માગો તે આપું."

કમળા તો ખુશી થઈ ગઈ.

તે કહે, "ક્યારે સવાર પડે ને બાવાજી પાસે જાઉં ને બુલબુલ પક્ષી બની જાઉં !"

વિચારમાં ને વિચારમાં અર્ધી રાત તો ઉંઘ જ ન આવી. મળસ્કે ઉંઘ આવી પણ તેમાં કમળાને બુલબુલનાં જ સ્વપ્નાં આવ્યાં. સ્પપ્નામાં તે બુલબુલ બની ગઈ ને આકાશમાં ઉડવા લાગી. તે તારાના અને સૂરજચાંદાના દેશમાં જઈ આવી, ને પવનોની રમતો રમી આવી.

સવાર પડી, સૂરજ ભગવાન ઉગ્યા. દુનિયા સોનાની થઈ ગઈ. કમળા ઉઠી. ઝટ ઝટ નાહીધોઈ લીધું. દૂધ જેવી ધોળી ઘાઘરી ને ફૂલ જેવું હળવું પોલકું પહેર્યાં. ગળામાં એની વહાલી મોતીની માળા પહેરી. એકલી એકલી જંગલમાં ચાલી. રસ્તામાં ખાડા ટેકરા આવે ને પડી જાય; પણ વળી પાછી ઉભી થાય ને ચાલવા માંડે. જાળાંઝાંખરાંમાં ઘાઘરી ભરાય ને ફાટી જાય પણ કમળા જરાય રડે નહિ. એક વાર તો નદીમાં લપસી પડી પણ પાછી ઉભી થઈ ઘાઘરી નીચોવીને આગળ ચાલી. એમ કરતાં કરતાં તે ગુફા પાસે આવી. તડકો થઈ ગયો હતો. સૂરજ ભગવાન આકાશ વચ્ચોવચ આવ્યા હતા. કમળાને ભૂખ પણ લાગી હતી. પણ ગુફા પાસે આવી એટલે તેનો થાક, તડકો અને ભૂખ બધુંય

ઉડી ગયું. તે તો ગુફા જોઈને રાજીના રેડ થઈ ગઈ. ગુફાના મ્હોં આડી એક મોટી છીપર (શિલા) હતી. કમળાએ હળવેથી છીપરને કોરે કરી. અન્દર જુએ છે તો એક મોટું ભોયરૂં. એમાં એક ઝાંખો એવો દીવો બળે. કમળા તો અંદર ચાલી. એ જરાએ બ્હીતી નહોતી. તેની છાતી થડકી નહિ ને પગ ઢીલા પણ ન થયા. જરાક આઘે ગઇ ત્યાં એ દીવા બળે. પાસે પેલો જાદુગર બેઠેલો. ધોળી ધોળી રૂ જેવી લાંબી એની દાઢી હતી. આંખ ઉપર જૂનાં ને ભાગેલાં ચશ્માં પહેર્યાં હતાં. એક ચશ્માની દાંડલી તૂટી ગઈ હતી. તેને બદલે દોરો બાંધ્યો હતો. હાથમાં પીળા મણકાની માળા હતી, ને ડાબે પડખે પીંછાંનો મોટો ઢગલો પડ્યો હતો. એ પીંછાં બુલબુલનાં હતાં.

કમળાને જોઇને બાવાજી કહે, "કોણ છે અત્યારે મારી એકલી ગુફામાં?"

કમળા કહે, "બાવાજી, એ તો હું છું. તમારી દીકરી કમળા."

કમળા બાવાજીને પગે લાગી.



જરાક આઘે ગઇ ત્યાં બે દીવા બળે.
પાસે પેલો જાદુગર બેઠેલો. [ પૃષ્ઠ ૯

 ૧૩૮૫૮

બાવાજી કહે, "બેટા, તારૂં ભલું થશે."

પછી કમળાએ બાવાજીને કહ્યું, "મારે બુલબુલ થવું છે. મારે આકાશમાં ઉડવું છે ને મીઠાં મીઠાં ગીતો ગાવાં છે."

બાવાજી કહે, "હેં! હેં! કમળા, માણસ મટીને પક્ષી થવું છે? એ તે તને શું સૂઝયું! એમાં તે શો લાભ છે?"

કમળા કહે, "બાવાજી, મારે તો બુલબુલ થવું જ છે. મને ગાવું ને ઉડવું બહુ ગમે છે. હું કિલ્લામાં ને મહેલમાં બેસીને થાકી ગઈ છું. મારે તો હવે આવડા મોટા આકાશમાં ઉડયા કરવું છે ને સાદ ફાટી જાય ત્યાં સુધી ગાયા જ કરવું છે."

બાવાજી કહે, "ઠીક ત્યારે મને આપી દેજે તારી આ મોતીની માળા. રોજ એક એક મોતી લાવજે ને તેને બદલે આમાંથી એક એક પીંછું લઈ જજે. બધાંય મોતી આપી દઇશ ત્યારે હું તને બુલબુલ બનાવી દઇશ."

કમળા વિચારમાં પડી ગઈ.

બાવાજી કહે, "એમ મોતીનો લોભ કરીશ તો બુલબુલ નહિ બનાય."

કમળા કહે, "બાવાજી, મોતીનો રંગ મને ગમે છે; પણ બુલબુલનાં પીંછાં તો મને એથીય વધારે વ્હાલાં લાગે છે. મારે હવે મોતીનું કામ નથી."

કમળા ઘેર આવી. એના હૈયામાં તો હરખ માય નહિ. હવે તો એ બુલબુલ થવાની હતી!

પછી તો રોજ કમળા બાવાજીની ગુફાએ જાય. એક એક મોતી લઈ જાય ને એક એક પીંછું લઈ આવે. એમ કરતાં કરતાં છેલ્લો દિવસ આવ્યો. કમળા બાવાજી પાસે પીંછાંનો ઢગલો લઈને ચાલી. મનમાં મનમાં તે બોલતી જાય કે "હાશ! આજે હવે બુલબુલ થવાશે."

કમળા બાવાજી પાસે પહોંચી.

બાવાજી કહે, "કેમ શો વિચાર છે? પક્ષી થઈ જવું છે?"

કમળા કહે, "હા જી. મારે તો પક્ષી થવું જ છે."



કમળા બાવાજી પાસે પીંછાંનો ઢગલો લઇ ચાલી.

[ પૃષ્ઠ ૧૨

બાવાજીએ કમળાને કહ્યું, "આંખો મીંચી જા."

કમળા તો આંખો મીંચીને બેઠી. ત્યાં તો બાવાજીએ પીંછાંનો ઢગલો કમળાના માથા ઉપર નાખ્યો.

પછી તો એક, બે, ત્રણ, એમ બોલ્યા ત્યાં તો કમળામાંથી એક પક્ષી બની ગયું. એ પક્ષી બુલબુલ ન હતું, પણ એ તો હતું ચંડોળ!

બાવાજી કહે, "કમળા, મેં તને ચંડોળ બનાવી છે. બુલબુલ તો રાતેજ ગાય ને ચંડોળ તો દિવસેય ગાય. બુલબુલનો રાગ મીઠો છે પણ ચંડોળનો રાગ તો તેથીયે મીઠો છે. બુલબુલનાં પીંછાં સુન્દર છે પણ ચંડોળનાં પીંછાં તો એનાથીય સુન્દર છે. તું મને બહુ ગમે છે તેથી મેં તને ચંડોળ બનાવી છે."

ઉડતું ઉડતું ચંડોળ બુલબુલ પાસે આવ્યું.

બુલબુલ દોડીને કમળાને ભેટયું ને કહે, "આવ, આવ, મારી વહાલી બ્હેન કમળા."

કમળા કહે, "છટ્! અરે, હું તે હવે કમળા

ક્યાં રહી છું? જોતો ખરૂં: હું તો સુન્દર ચંડોળ બની ગઈ છું!"

ચંડોળ દિવસે ગાય ને રાતે ઉંઘે ને બુલબુલ રાતે ગાય ને દિવસે ઉંઘે; પણ બન્ને સવારસાંજ ભેગાં થાય ને મીઠી મીઠી વાતો કરે. રોજ બન્ને પક્ષી ભેગાં થાય ને કિલ્લાની બારીએ ને કાંગરે બેસે ને ગીતો ગાય.

તમારે એમને જોવાં હોય તો કમળાના કિલ્લા પાસે જવું ને બારી સામે જોવું.





# બાલસાહિત્યમાળા

તારામંડળ ( બાલવાર્તાઓનો સંગ્રહ )

કુમાર વીરસેન (બીજી આવૃત્તિ) ચન્દ્રશંકર

ચાર બાલસંવાદો ચન્દ્રશંકર

બાલમિત્રની વાતો ભાગ પહેલો

લેખકો : ગિજુભાઇ અને ચન્દ્રશંકર

બાલકાવ્યો ભાગ પહેલો

સિંદબાદ શેઠ (છપાય છે) ચન્દ્રશંકર

## એક આના બાલસાહિત્યમાળા

૧. અંગુઠિયાભાઇ ચન્દ્રશંકર

૨. કમળા અને બુલબુલ ગિજુભાઇ

૩. વીર કથાઓ ભાગ ૧ લો (છપાય છે)

૪. કા'નો ભરવાડ ( „ )

લખો: (૧) વ્યવસ્થાપક: 'બાલમિત્ર'

ચ. એ. સોસાયટી, આણંદ

(૨) મન્ત્રી: પુસ્તકાલય સ. સ. મંડળ લિ.

વડોદરા

